# યુરોપ ખંડની ભુગોળના
## સવાલ જવાબ.

સરકારી ગુજરાતી નિશાળોના પાંચમાં ધોરણ
ના ઉપીયોગને સારૂ તથા અંગ્રેજી બીજા
ધોરણના ઉપયોગને સારૂ.

---

બનાવનાર તથા છપાવનાર

તી. ગો. તથા હી. ના.



સુરત
મધ્યે કીલ્લાની સામુ અબદુલા બેગની હવેલીમાં
સુરત વિકટોરીયાપ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ
છાપી.

સન ૧૮૭૫—સંવત ૧૯૩૧.

## પ્રસ્તાવના.

આ ચોપડી સરકારી ગુજરાતી નિશાળના પાંચમાં ધોરણના છોકરાઓને તથા ઇંગ્રેજી બીજા ધોરણના વિદ્યાર્થીઓને ઘણીજ ઉપયોગી છે. એમાં ગુજરાતી યૂરોપખંડમાંથી તથા અંગ્રેજી રીડર્સ માર્ડન જીઓગ્રાફી વગેરે કેટલીએક ચોપડીઓની મદદથી આ નાની ચોપડી રચી છે આશા છે કે એ ચોપડી ઉપર બતાવેલા ધોરણના છોકરાને ઘણીજ કામની થઇ પડશે.

# યૂરોપ ખંડ



સવાલ—પૃથ્વીના કેટલા ગોલાર્ધછે અને તે કયા કયા?
જવાબ—બે. પુર્વ ગોલાર્ધ અને પશ્ચિમ ગોલાર્ધ.
સ—યુરોપખંડ કયા ગોળાર્ધમાં છે ?
જ—યુરોપ ખંડ પુર્વ ગોળાર્ધમાં છે.
સ—યુરોપખંડની લંબાઈ પોહોળાઈ કેટલી છે ?
જ—લંબાઈ ૩૪૦૦ માઈલ અને પોહોળાઈ ૨૪૦૦ માઈલ છે.
સ—યુરોપ ખંડની ચારે દીશાએ શુંશું આવેલું છે?
જ—ઉત્તરમાં ઊત્તર માહાશાગર; પશ્ચિમમાં આટલાન્ટિક માહાશાગર; દક્ષિણમા ભૂમધ્ય શમુદ્ર, આર્કિપેલગો, માર્મોરાનો શમુદ્ર, કાળોશમુદ્ર, અને કોકેસસ પર્વત; પૂર્વમાં કાસ્પિઅનશમુદ્ર, યુરલ નદી અને યુરેલિયન પર્વત.

સ—યુરોપખંડના દેશો તથા તેની રાજધાની અને તે કઇ નદીપરછે.
જ—**દેશો**—તેની—**રાજધાની**—કઇ **નદીપરછે ?**

| | | | |
|---|---|---|---|
| ૧ | ઈંગ્લાંડ | લંડન | ટેમ્સ નદી-પરછે. |
| ૨ | સ્કાટલાંડ | એડિનબરો | ફોર્થ નદી-પરછે. |
| ૩ | આયર્લાંડ | ડબ્લિન | લિફિનદી-પરછે. |
| ૪ | ફ્રાન્સ | પારિસ | સેનનદી-પરછે. |

| | | | |
|---|---|---|---|
| ૫ સ્પેન | — માડ્રિડ | — | માંઝનારીઝ નદી-પરછે. |
| ૬ પોર્ટુગાલ | — લિસ્બોન | — | ટેગસ નદી-પરછે. |
| ૭ બેલજીઅમ | — બ્રસેલ્સ | — | સેન નદી-પરછે. |
| ૮ હોલાન્ડ | — આમસ્ટર્ડામ | — | વાલ નદી-પરછે. |
| ૯ જર્મની | — સ્ટટગાર્ડ | — | મેન નદી-પરછે. |
| ૧૦ ડેન્માર્ક | — કોપન હેગન | — | સાઉન્ડ નદી-પરછે. |
| ૧૧ નોર્વે | — ક્રિસ્તિઆના | — | ક્રિશ્તિઆનાના ઉપસાગર પરછે. |
| ૧૨ સ્વીડન | — સ્ટાકહોમ | — | મીલર સરોવર-પરછે. |
| ૧૩ રૂશિઆ | — સેન્ટપીટર્સબર્ગ | — | નીવા નદી-પરછે. |
| ૧૪ પ્રુશિઆ | — બર્લિન | — | સ્પ્રી નદી-પરછે. |
| ૧૫ આસ્ત્રિઆ | — વિએના | — | ડાન્યુબ નદી-પરછે. |
| ૧૬ સ્વિતઝર્લાંડ | — બર્ન | — | આર નદી-પરછે. |
| ૧૭ ઈટાલી | — રોમ | — | તાઈબર નદી-પરછે. |
| ૧૮ તુર્કસ્થાન | — કોનસ્ટાનટીનોપલ | | બાસફરસની સામુદ્રધુનીની ઉપર. |
| ૧૯ ગ્રીસ | — એથન્સ | — | ઈજીનાના અખાત ઉપર. |

## મુખ્ય સમુદ્ર તથા ઉપસાગર.

સ—યુરોપખંડમાં ક્યા ક્યા શમુદ્ર તથા ઉપસાગર અને તે ક્યાં છે?

જ—વ્હૈત સમુદ્ર. (રૂશીઆની ઊતરે). બાલ્ટીક શમુદ્ર (પ્રુશિ-

આની ઉતરે). જર્મન અથવા ઉત્તર સમુદ્ર (ગ્રેટબ્રિટન અને ડેન્માર્કની વચ્ચે). ભુમધ્યસમુદ્ર (યુરોપ અને આફ્રિકાની વચ્ચે). આદ્રિઆટીક શમુદ્ર (ઇટાલી અને તુર્કસ્તાનની વચ્ચે). આર્કિપેલેગો (ગ્રીસ અને એશિઆની વચ્ચે). કાળો શમુદ્ર (રૂશિઆની દક્ષિણે). મારમોરાનો શમુદ્ર (યુરોપના અને એશિઆના તુર્કસ્થાનની વચ્ચે). એઝોફનો શમુદ્ર (રૂશિઆની દક્ષિણે). આયરિશ શમુદ્ર (ઇંગ્લાંડ અને આયર્લાંડની વચ્ચે). ઇંગ્લીશ ખાડી (ઇંગ્લાંડ અને ફ્રાન્સની વચ્ચે). સેન્ટ જોર્જીસ ચેનલ (આયર્લાંડ અને સ્કાટલાંડની વચ્ચે). લાયોનનું અખાત (ફ્રાન્સની દક્ષિણે). જીનોઆનું અખાત (ઇટાલીની વાયવ તરફ). ટારેનટોનું અખાત (ઇટાલીની દક્ષિણે). બોથનીઆનું અખાત (સ્વીડન અને રૂશિઆની વચ્ચે). ફીનલાન્ડનું અખાત (રૂશિઆની પશ્ચિમે). રેગાનું અખાત (રૂશિઆની પશ્ચિમે). બીસકેનો ઉપસાગર (સ્પેનની ઉત્તરે અને ફ્રાન્સની પશ્ચિમે).

---

## મુખ્ય દ્વિપ કલ્પ.

સ—યૂરોપ ખંડમાં કયા કયા દ્વિપકલ્પો છે ને તે કયાં આવેલા છે?

જ—જેટલાંડ (ડેનમાર્કમાં). મોરીઆ (ગ્રીસમાં). ક્રિમીઆ (રૂશિઆની દક્ષિણે).



## મુખ્ય શંયોગીભુમી.

સ— મુખ્ય શંયોગીભુમી કઇ કઇ છે અને તે કોને કોને જોડે છે?

જ—કોરિન્થની શંયોગીભુમી (મોરીઆ અને ઉત્તર ગ્રીસને જોડેછે). પેરીકોપની શંયોગીભુમી (ક્રિમીઆ અને રૂશિઆને જોડેછે).

## મુખ્ય ભુશીર.

સ—યૂરોપમાં ખંડમાં મુખ્ય ભૂશિર કયા કયા છે અને તે ક્યાં છે?

જ—ઉત્તર ભુશિર (નોર્વેની ઉત્તરે). નેઝ (નોર્વેની દક્ષિણે). સ્કો (ડેનમાર્કની ઊત્તરે). ડનકન્સબેહેડ (સ્કાટલાંડની ઉત્તરે). કેપ-કલીઅર (આર્લાંડની દક્ષિણે). લાનડસેન્ડ (ઇંગ્લાંડની નૈરૂત્ય કોણમાં). કેપ લાહોગ (ફ્રાન્સની વાવ્યકોણમાં). કેપ ઓર્ટિકલ અને કેપ ફીનીસ્ટર (સ્પેનના વાવ્ય ખુણામાં). સેન્ટવિનસેન્ટ (પોર્તુગાળના નૈરૂત્ય ખુણામાં). સ્પાર્ટીવેન્ટો (ઇટાલીની દક્ષિણે). મેટાફાન (ગ્રીસની દક્ષિણે).

## મુખ્ય બેટ.

સ—યૂરોપમાં કયા કયા બેટો છે અને તે કયા કયા સમુદ્રમાં છે?

જ—સ્પિટ્ઝબર્ગન અને નોવાઝેમબ્લા (ઉત્તર માહાસારમાં).

| | |
|---|---|
| એઝોર્સના ટાપુ, ગ્રેટબ્રિટન, આયર્લાંડ, ફેરોબેટ અને આઇસલાંડ. | આટલાંટિક માહાસાગરમાં |
| ઝેલાંડ, ફ્યુનન અને લેલાંડ. | (કેટીગેટમાં). |

| | |
|---|---|
| ગોથલાંડ, ઓલાંડ ઓસલ, ડેગો અને એલાંડ. | બાલટિક સમુદ્રમાં. |
| કેન્ડીઆ, નીગ્રોપોન્ટ, સાઇકલેડીઝ, આયોનીઅન બેટો, સીસીલી, માલટા, એલબા, કોર્સિકા, સારડીનીઆ, મેજૉરકા, મીનોરકા અને આઇવીસા. | ભૂમધ્ય સમુદ્રમાં. |

---

## મુખ્ય સરોવર.

સ—યૂરોપમાં ક્યા ક્યા સરોવર છે અને તે ક્યાં આવેલા છે ?

જ—લાડોગા અને ઑનીગા (રૂશિઆની પશ્ચિમે).

વેનર, વેટર અને મીલર. (સ્વીડનમાં).

જીનોવા. (સ્વિતઝરલાંડમાં).

કોનસ્ટાન્સ અથવા બોડન સમુદ્ર. (સ્વિતઝરલાંડમાં).

---

## મુખ્ય પર્વતો.

સ—યૂરોપમાં ક્યા ક્યા પર્વતો છે અને તે ક્યાંહા આવેલાં છે ?

જ—આલ્પસ, જેની સઉથી ઊંચી ટોચને માઉન્ટબ્લાં કહે છે. } ઇટાલીની ઉત્તરે.

એપીનાઇન્સ. (ઇટાલીના મધ્યમાં).

પીરીનીઝ. (ફ્રાન્સ અને સ્પૈનની વચ્ચે).

બાલકન અથવા (હીમસ). (તુર્કસ્તાનમાં).

કારપેથીઅન પર્વત). (હંગરીની ઉત્તરે).

| | |
|---|---|
| ડોફ્રેફીલ્ડ પર્વત. | (નોર્વેમાં). |
| કોલન. | (નોર્વે અને સ્વીડનની વચ્ચે). |
| યુરલ પર્વત. | (યૂરોપ અને એશિઆની વચ્ચે). |
| કોકેસસ, | (કાળા અને કાસ્પિઅનની વચ્ચે). |

## મુખ્ય જ્વાળામુખી પર્વત.

સ—યૂરોપમાં જ્વાળામુખી પર્વતો કયા કયા છે અને તે કયાંહા છે ?

જ—૧ વેસુવિઅસ પર્વત. (ઇટાલીમાં છે).

૨ એટના પર્વત. (સિસીલી બેટમાં છે).

૩ હેકલા પર્વત. (આઇસલાંડ ટાપુમાં છે).

સ—યૂરોપમાં મુખ્ય સામુદ્રધુની કઇ કઇ છે અને તે કયાં કયાં છે ?

| | | |
|---|---|---|
| જ—સાઉન્ડ. | = | સ્વીડન અને ઝેલાંડ બેટની વચ્ચે. |
| ઉવેગાટસ. | = | રૂશિઆ અને નોવાઝેમબ્લાની વચ્ચે. |
| ગ્રેટબેલ્ટ. | = | ઝેલાંડ અને ફ્યુનાનની વચ્ચે. |
| લીટલબેલ્ટ. | = | ફ્યુનાન અને સ્લેઝવીકની વચ્ચે. |
| ડોવર. | = | જર્મનસમુદ્રને ઇંગ્લીસ ખાડીને જોડેછે. |
| જીબ્રોલટર. | = | આટલાંટિક અને ભુમધ્યને જોડે છે. |
| બોનીફેસીઓ. | = | કોર્સીકા અને સારડીનીઆની વચ્ચે છે. |
| મેસીના. | = | ઇટાલી અને સીસીલીની વચ્ચે. |
| ડાર્ડેનલ્સ. | = | આર્કિપેલેગો અને મારમોરાને જોડે છે. |

| | | |
|---|---|---|
| બોસફરસ. | = | મારમોરા અને કાળાસમુદ્રને જોડે છે. |
| એનીકલ. | = | કાળા અને એઝોફના સમુદ્રને જોડે છે. |



## મુખ્ય નદીઓ.

સ—યૂરોપમાં મુખ્ય નદીઓ, કયા દેશમાં, કોને મળે છે ?

| | | |
|---|---|---|
| જ—ટેગસ, | = | સ્પેન અને પોર્ટુગલમાં. આટલાંટીકને |
| ઇબ્રો. | = | સ્પેનના ઇશાણ ખુણામાં. ભુમધ્યને મળેછે |
| રોન. | = | ફ્રાન્સની દક્ષિણે. લાયોન્સના અખાતને |
| લોર. | = | ફ્રાન્સની પશ્ચિમે. બીસ્કેના ઉપસાગરને |
| સીન. | = | ફ્રાન્સની ઉત્તરે. ઇંગ્લીશ ખાડીને મળેછે |
| થેમ્સ. | = | ઇંગ્લાંડની દક્ષિણે. જર્મન સમુદ્રને |
| રાઇન. | } | સ્વિતઝરલાંડ, જર્મની અને હોલાંડમાં. જર્મન સમુદ્રને મળે છે. |
| એલ્બ. | = | જર્મનીમાં. જર્મન સમુદ્રને મળે છે. |
| ઓડર અને વિસચ્યુલા. | } | પ્રુશિઆમાં. બાલટીક સમુદ્રને મળે છે. |
| નીપર. | = | રૂશિઆમાં. કાળા સમુદ્રને મળે છે. |
| ડોન. | = | રૂશિઆમાં. એઝોફના સમુદ્રને મળે છે. |
| વોલગા. | = | રૂશિઆમાં. કેસ્પિઅન સમુદ્રને મળેછે. |
| ડેન્યુબ. | } | જર્મની, ઓસ્ટ્રિઆ અને તુર્કસ્તાનમાં. કાળા શમુદ્રને મળે છે. |
| પો. | = | ઇટાલીની ઉત્તરે. આડ્રિઆટીક સમુદ્રને. |



## ઇંગલાંડ.

સ—ઇંગ્લાંડની ચારે બાજુએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે સ્કોટલાંડ. પશ્ચિમે આઇરીશ સમુદ્ર, સેંટ જોર્જની ખાડી અને આટલાંન્ટીક માહાશાગર. દક્ષિણે ઇંગ્લીશ ખાડી. પૂર્વે જર્મન અથવા ઊત્તર શમુદ્ર.

સ—ઇંગલાંડના કેટલા ભાગ છે?

જ—બે, ઇંગ્લાંડ અને વેલ્સ.

સ—ઇંગ્લાંડમાં અને વેલ્સમાં કેટલા પ્રગણા છે?

જ—ઇંગ્લાંડમાં ૪૦ અને વેલ્સમાં ૧૨.

સ—ઇંગ્લાંડમાં મુખ્ય શેહેર કયું અને તે કઈ નદી ઊપર છે?

જ—લંડન (ટેમ્શ નદી ઊપર છે).

સ—ઇંગ્લાંડમાં લંડન શીવાએ બીજા કયા શેહેરો છે અને તે કેઈ નદી ઊપર છે?

જ—લીવરપુર (મરશી નદી) માન્ચેસ્ટર, ન્યુકાસ્ટલ (ટાઇન નદી). બર્મિંગહામ, સેફીલ્ડ, લીડઝ, નોટીંગહામ, શૌથામપટન, કાર્લૈલ, બેવિક, ઓક્શફર્ડ, કેમબ્રીઝ, કાનટરબરી, યાર્ક વગેરે છે.

સ—વેલ્શમાં મુખ્ય શેહેર કયા છે?

જ—કાર્નાર્વન, શ્વાનશી, કાર્માર્થાન.

સ—વેલ્શમાં મોટું બંદર કયું છે?

જ—મીલફોર્ડહેવન.

સ—ઇંગ્લાંડમાં મુખ્ય પર્વતો કયા છે?

જ—ચીવીએટ, સ્કીડો, સ્કાફેલ, સ્નોડન અને બીકન.
સ—ઇંગ્લાંડમાં ભુશીરો કયા છે?
જ—લાન્ડસએન્ડ, લીઝર્ડ, બીચીહિડ, ફ્લામબરો, સ્પર્ન વગેરે.
સ—ઇંગ્લાંડમાં કઈ કઈ શમુદ્રધુનીઓ આવેલી છે?
જ—મનાઈની શમુદ્રધુની (આઈરીશ શમુદ્ર અને કારનારવનન અખાતને જોડે છે). ડોવરની શમુદ્રધુની (જર્મન શમુદ્ર અને ઇંગ્લીશ ચાનલને જોડે છે).
સ—ઇંગ્લાંડમાં મુખ્ય નદીઓ કઈ કઈ છે અને તેના ઊપર કયા શેહેર છે?
જ—ટેમ્સ (લંડન). સેવર્ન. મર્સી (લીવરપુર). ટાઈન (ન્યુકેસલ). આઊસ. ટ્રેન્ટ. હંબર વગેરે.
સ—ઇંગ્લાંડમાં કયા કયા મુખ્ય બેટો છે?
જ—હોલીહેડ, વાઈટ, જર્સી, ગર્નસી, ઓલ્ડર્ની, આંગલશી અને માન એ બેટો છે.

## સ્કાટલાન્ડ.

સ—સ્કોટલાન્ડની ચારે દીશાએ શું શું આવેલું છે?
જ—ઊત્તરમાં આટલાંટીક માહાસાગર. પશ્ચિમમાં એટલાંન્ટીક માહાશાગર. દક્ષિણમાં શાલવેફર્થ અને ઇંગ્લાંડ. પુર્વમા જર્મન શમુદ્ર.
સ—સ્કાટલાન્ડમાં કેટલા પ્રગણા છે?

જ—૩૩ પ્રગણા છે.

સ—સ્કાટલાન્ડનું મૂખ્ય શેહેર કયું અને કઈ નદીપર છે ?

જ—એડીનબરો, (ફોર્થ નદી ઊપર છે).

સ—એડીનબરો શીવાએ કયા શેહેરો છે ?

જ—આબરડીન, ડંડી, ફાલકર્ક, સ્ટર્લિંગ, પેટરહેડ, ગ્રીનાક, લીથ, પર્થ, પેસ્લી, ડંમફ્રીજ, ડનફર્મલાઇન અને ન્યુબર્ગ.

સ—સ્કાટલાન્ડમાં મુખ્ય પર્વતો કયા છે ?

જ—બેનનેવિશ, ગ્રેમપિઅન્સ અને ચેટોક.

સ—સ્કાટલાંડમાં ભુશીરો કયા છે ?

જ—ડનકન્સબેહેડ, ટાર્બેટનેશ, બરો અને ગાલવે.

સ—સ્કાટલાંડમાં મુખ્ય શરોવર કયા છે ?

જ—શીન, મેરી, લાખી, લાઅન, ટે, અર્ન, ટ્રાઇન અને લીવેટ.

સ—સ્કાટલાડમાં મુખ્ય નદીઓ કઈ કઈ છે અને તે કોને મળેછે ?

જ—સ્પે, (મોરેને મળે છે).

ટવીડ, (જર્મન શમુદ્રને મળે છે). ડી, (શાલવેફર્થને મળે છે).

કલાઇડ, (કલૈડના અખાતને મળે છે.)

સ—સ્કાટલાડમાં મુખ્ય બેટો કયા કયા છે ?

જ—આર્કની બેટો (ઊત્તરમાં) શેટલાન્ડ બેટો, હેબ્રીડીઝ અથવા પશ્ચિમ બેટો, બ્યુટ અને એરન.

—•—

## આયર્લાંડ.

સ—આયર્લાંડની ચારે દીશાએ શું શું આવેલું છે?
જ—ઉત્તરે, પશ્ચિમે અને દક્ષિણે આટલાંન્ટીક માહાસાગર, પૂર્વે સેંટજાર્જની ખાડી અને આયરીશ શમુદ્ર આવેલા છે.
સ—આયર્લાંન્ડમાં કેટલા પ્રગણા છે તથા તેના કેટલા ભાગ છે?
જ—૩૨ બત્રીશ પ્રગણા છે અને એના ચાર ભાગ છે.
સ—આયર્લાંડમા મુંખ્ય શેહેર કયુ છે અને તે કઈ નદી ઉપરછે?
જ—ડબ્લિન (લીફી નદી ઉપર).
સ—આયર્લાંડમાં ડબ્લિન શીવાએ બીજાં કયા શેહેરો છે?
જ—બેલફાસ્ટ, વાટરફોર્ડ, લંડંડરી અને લીમરીક (શાનન નદી પર).
સ—આયર્લાંડમાં મુખ્ય પર્વત કયા છે?
જ—મોર્ન, વીકલો, ગ્રિલવબ્લુમ અને નેફીન.
સ—આયર્લાંડણા મુખ્ય ભુશીરો કયા છે?
જ—કલીયર, માલીનહેડ, ફેરહેડ, હાઉથહેડ અને ઉવીકલો.
સ—આયર્લાંડમાં મુખ્ય અખાતો કયા છે?
જ—ફોર્લ, બેલફાસ્ટ, ડોનીગલ, સલીગો અને ગાલોવે.
સ—આયર્લાંડમાં કયા કયા શરોવર છે?
જ—નીઆ, અર્ન, એલન, ડર્ગ, માસ્ક, કોરીબ, કીલાર્ની વગેરે છે.
સ—આયર્લાંડમાં મોટામાં મોટી નદી કઈ ને તે કોને મળે છે?
જ—શાનન, (આટલાંટીક માહાશાગરને) એના ઉપર લીમરીક શેહેર છે.

સ—શાનન શીવાએ બીજી કઈ કઈ નદીઓ છે અને તે કોને મળે છે ?

જ—ફોઇલ અને બાન (ઊત્તર માહાસાગરને) બોઇન, લીરી અને સ્લેની (આઇરીશ શમુદ્રને મળે છે).

સ—આયર્લાંડમાં મુખ્ય બેટ કયા કયા છે ?

જ—રાથલીન, આરાનના ઊત્તર બેટો, કલેર બેટ, આરાનના દક્ષિણ બેટો અને વાલેનશીઓ.



ફ્રાન્સ.

સ—ફ્રાન્સની ચારે દીશાએ શું શું આવેલું છે ?

જ—ઊત્તરરે બેલજીઅમ અને ઇંગ્લીશ ખાડી. પશ્ચિમે આટલાંટીક માહાશાગર. દક્ષિણે પીરીનીઝ અને મુમધ્ય શમુદ્ર. પુર્વે ઇટેલી, સ્વીતઝરલાંડ અને જરમેની.

સ—ફ્રાન્સમાં કેટલા પ્રગણા છે ?

જ—૮૬ પ્રગણા છે.

સ—ફ્રાન્સનું મુખ્ય શેહેર કયું ને તે કઈ નદી ઊપર છે ?

જ—પારીશ (શેન નદી ઊપર છે) અને એ આખા યુરોપખંડમાં લંડન શીવાએ બધા કરતા મોટું છે.

સ—ફ્રાન્સમાં પારીસ શીવાએ બીજા શેહેરો કયા છે ?

જ—સીન, લાઇલ, બેસ્ટ, નાન્ટસ, (લુઆર નદી ઊપર). ટુઅર્સ, ઓરલીન્સ, બોર્ડો (ગારન નદી ઊપર છે). માર્સેલ્સ

અને તુલોન (ભુમધ્ય શમુદ્ર ઊપર બંદર છે).

સ—ફ્રાન્સમાં મુખ્ય પર્વતો કયા છે?

જ—પીરીનીઝ (ફ્રાન્સની દક્ષિણે) અને ભુમધ્ય શમુદ્રથી તે બીસ્કેના ઊપસાગર સુધી લાંબો ગયો છે, આલ્પશ જરા પુર્વમાં છે એ શીવાએ કેનટલ તથા જુવા પર્વત છે.

સ—ફ્રાન્સમાં મુખ્ય મુખ્ય ભુશીરો કયા છે?

જ— લાહોગ અને બારફલુર (નોરમંડીમાં છે).

સ—ફ્રાન્સમાં મુખ્ય અખાતો કયા છે?

જ—બીસ્કેનો અખાત, (એ ફ્રાન્સની પશ્ચિમમાં છે). લૈયોન્શનું અખાત (ફ્રાન્સની દક્ષિણે છે.)

સ—ફ્રાન્સમાં મુખ્ય નદીઓ કઈ કઈ છે અને તે કોને મળે છે?

જ—રોન (લૈઓન્શના અખાતને મળે છે) શોન, લોર, ગારૂન (બીસ્કેના ઊપશાગરને મળે છે). શેલ્ટ અને મ્યુશ (બેલજીઅમમાં થઇને ઉત્તર તરફ જાય છે).

સ—ફ્રાન્સમાં મુખ્ય બેટો કયા કયા છે?

જ—કોરસીકા (ભુમધ્ય શમુદ્રમાં છે), હીરીજ, અસંટ, રે વગેરે છે.



## સ્પેન.

સ—સ્પેનની ચારે દીશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે બીસ્કેનો ઊપશાગર અને પીરિનીઝ. પશ્ચિમે આટ્લં

લાંટીક અને પોર્ટુગાલ. દક્ષિણે આટલાંટીક, જીબ્રાલટરની શમુદ્રધુની અને મુમધ્ય શમુદ્ર. પુર્વે મુમધ્ય શમુદ્ર.

સ—સ્પેનમાં કેટલા પરગણા છે ?

જ—૧૪ પરગણા છે.

સ—સ્પેનમાં મુખ્ય શેહેર કયું છે ?

જ—માડ્રીડ (માઝનારીશ નદી ઊપર છે) એ શેહેર દરીઆની સપાટીથી બાવીશેહે ફુટ ઊંચુ છે.

સ—સ્પેનમાં માડ્રીડ શીવાએ બીજા કયા કયા શેહેરો છે ?

જ—ટોલીડો (ટેગશન નદી ઊપર છે.) શાલામાકા, બેરના, ફેગેલ, શારાગોશા (ઇબ્રોનદી ઊપર,) બારશીલોના, વાલેનશિઆ. એલીકન્ટ, ગ્રેનડા, જીબ્રાલટર અને કેડીઝ.

સ—સ્પેનમાં મુખ્ય પર્વતો કયા છે ?

જ—પીરીનીઝ (ઊત્તરમાં છે) અને કારગ્રાઇલ પર્વત છે.

સ—સ્પેનમાં મુખ્ય ભુશીરો કયા છે ?

જ—ઓરટીગલ, ફીનીસ્ટેર, ટ્રાફલગાર, ક્રુઝ, પેલોઝ અને સેન્ટમાર્ટીન.

સ—સ્પેનમાં મુખ્ય શામુદ્રધુની કઈ છે ?

જ— જીબ્રાલટરની શામુદ્રધુની, સ્પેન અને આફ્રીકાની વચ્ચે છે તથા તે આટલાંટીક અને મુમધ્ય શમુદ્રને જોડે છે.

સ—સ્પેનની મુખ્ય નદીઓ કઈ કઈ છે અને તે કોને મળે છે ?

જ—ઇબ્રો (મુમધ્ય શમુદ્રને) ડુરો અને ટેગશ (આટલાંટીક

માહાશાગરને) અને આડ્રનાટીક.

સ—સ્પેનમાં મુખ્ય બેટો કયા કયા અને તે કયાંછે ?

જ—મીજોરકા, મીનારકા, આઈવીશા અને ફોરમેનટરા (મુખ્ય શમુદ્રમા). કનેરીના બેટા (આટલાંટીકમાં). તેમાં ટેનેરીફ અને પાલમા એ મુખ્યછે.

---

## પોર્ટુગાળ..

સ—પોર્ટુગાળની ચારે દિશાએ શું શું આવેલું છે ?

જ—ઉત્તરે અને પુર્વે સ્પેન. પશ્ચિમે તથા દક્ષિણે આટલાંટીક છે.

સ—પોર્ટુગાળમાં કેટલા પ્રગણા છે ?

જ—૬ પ્રગણા છે.

સ—પોર્ટુગાળમાં મુખ્ય શેહેર કયુ છે અને તે કઇ નદીપર છે?

જ—લિસબોન (ટેગસ નદી ઉપર છે).

સ—લિસબોન શીવાએ બીજાં કયા શેહેર છે અને કઇ નદીપર છે?

જ—ઓપોર્ટો (ડુરો નદી). કોઇમ્બ્રા, (મોનડીગો) અને ડુરો.

સ—પોર્ટુગાળમાં કયા કયા ભુશિરો છે ?

જ— સેંટ વિનસેંટ અને એસપાચેલ.

સ—પોર્ટુગાળમાં કઈ કઈ નદીઓ છે ?

જ—ડુરો અને ટેગસ (આટલાંટીક માહાશાગરનેમળેછે).

સ—પોર્ટુગાળમાં કયા કયા બેટા છે અને તે કયાં છે?

જ—આઝોરેસ, મડેરા અને કેપ વર્ડઅેટા (આટલાંટીકમાં).



## બેલજીઅમ.

સ—બેલજીઅમની ચારે દિશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે હોલાંડ. પશ્ચિમે જર્મન શમુદ્ર. દક્ષિણે ફ્રાન્સ. પુર્વે રાહીન પ્રુશિઆ.

સ—બેલજીઅમમાં કેટલા પ્રગણા છે?

જ—૯ પ્રગણા છે.

સ—બેલજીઅમમાં મુખ્ય શેહેર કયુ અને તે કઈ નદીપર છે?

જ—બ્રુસેલ્સ (સેન નદી ઊપર છે).

સ—એ શિવાએ બીજાં કયા શેહેરો છે અને તે કઇ નદીપર?

જ—આંટવર્પ (સેલ્ટ નદી), માલિંન્સ (ડાઈલ નદી). લીજ (મ્યુઝ નદી). ઘેન્ટ (શેલ્ટ અને લીસના સંગમ ઊપર).

સ—બેલજીઅમમાં મુખ્ય નદીઓ કઈ ને તે કોને મળેછે?

જ—સેલ્ટ અને મ્યુઝ, (જર્મન શમુદ્રને મળે છે).



## હોલાન્ડ અથવા નોધરલેન્ડ.

સ—હોલાન્ડની ચારે દિશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે અને પશ્ચિમે જર્મન શમુદ્ર. દક્ષિણે બેલજીઅમ. પુર્વે રાહીન પ્રુશિઆ, ઊવેસ્ટફાલીઆ અને હાનોવર.

સ—હોલાન્ડમાં કેટલા પ્રગણા છે ?

જ—૧૧ પ્રગણા છે.

સ—હોલાન્ડનું મુખ્ય શેહેર કયું ? અને તે કઇ નદી ઊપર છે ?

જ—આમ્સ્ટર્ડામ, (આઈ નદી ઊપર છે).

સ—એ વીગેરે બીજાં કયાં કયા શેહેરો અને તે કઇ નદીપરછે ?

જ—રોટર્ડામ (મ્યુઝ નદી). ડોર્ટ (ઉવાલ નદી), હેગ, લેડન અને ગ્રોનિંગન.

સ—હોલાન્ડમાં મુખ્ય નદીઓ કઈ છે અને તે કોને મળે છે ?

જ—મ્યુઝ અને રાઈન (જર્મન શમુદ્રને મળે છે).

સ—હોલાન્ડમાં મુખ્ય બેટ કયા કયાછે ?

જ—ઊવાલકેરન, ટેકસલ અને એમીલન્ડ.



## જર્મની.

સ—જર્મનીની ચારે દિશાએ શું શું આવેલું છે ?

જ—ઊત્તરે જર્મન શમુદ્ર, ડેનમાર્ક અને બાળટીક શમુદ્ર. પુર્વે પોલાન્ડ અને ગેલીશિઆ. દક્ષિણે સ્વિતઝર્લાન્ડ અને આસ્ત્રિઆ. પશ્ચિમે ફ્રાન્સ, બેલજીઅમ અને હોલાન્ડ.

સ—જર્મનીમાં કેટલા પ્રગણા છે ?

જ—૧૨ પ્રગણા છે.

સ—એનું મુખ્ય શેહેર કયું છે અને તે કઇ નદી પર છે ?

જ—સ્ટટગાર્ડ (મેન નદી ઊપર છે).

સ—સ્ટટગાર્ડ શીવાએ બીજાં કયા શેહેરો છે અને તે કઈ નદીપર?

જ—બ્રેમન અને મ્યુનિખ (વીસર નદી), ડ્રેસડેન અને હામ્બર્ગ. (એલ્બ નદી), લૈપઝિક. ગોટીગંન. લ્યુબેક (ટ્રેવનદી ઊપર), બ્રેસબર્ગ, ફ્રાન્ક ફોર્ટ (મેન નદીપર).

સ—જર્મનીમાં મુખ્ય પર્વતો કયા છે?

જ—આલ્પસ, અને વોશજીસ.

સ—જર્મનીમાં મુખ્ય નદીઓ કઈ છે અને તે કોને મળે છે?

જ—રાઇન, એલ્બ અને વીસર, (એ જર્મન શમુદ્રને મળેછે), ડાન્યુબ (કાળા શમુદ્રને મળે છે).

---

## ડેનમાર્ક.

સ—ડેનમાર્કની ચારે દિશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે સ્કેગરેક. પશ્ચિમે જર્મન શમુદ્ર. દક્ષિણે શ્લેઝવીક. પુર્વે કાટીગાટ, સાઊન્ડ અને બાલ્ટીક શમુદ્ર.

સ—ડેનમાર્કમાં કેટલા પરગણા છે?

જ—૪ પરગણા છે.

સ—ડેનમાર્કમાં મુખ્ય શેહેર કયું અને તે કયાં છે?

જ—કોપનહેગન (ઝીલાન્ડ ટાપુમાં છે).

સ—એ શિવાએ બીજાં કયા કયા શેહેરો છે?

જ—એલશીનોર, ઓડેન્સ (ફ્યુનંન બેટમાં છે.) આલ્ટોના (એ-લ્બ નદી ઊપર). આલબર્ગ, (લીમફોર્ડના અખાત ઊપર છે).

સ—ડેનમાર્કમાં મુખ્ય મુશીર કયું છે અને તે ક્યાં છે?

જ—સ્કો, (જેટલાન્ડની ઊત્તરે).

સ—ડેનમાર્કમાં કયું અખાત છે?

જ—લિમફોર્ડનું અખાત.

સ—ડેનમાર્કમાં મુખ્ય શમુદ્રધુનીઓ કઇ કઇ છે?

જ—શાઊન્ડ (ઝીલાંડ બેટ અને સ્વીડનની વચે છે). ગ્રેટબેલ્ટ (ઝીલાન્ડ અને ફ્યુનન બેટની વચે છે). લીટલબેલ્ટ (ફ્યુનાન અને શ્લેઝવિકની વચે છે).

સ—ડેનમાર્કમાં કયા કયા બેટ છે અને તે ક્યાં છે?

જ—ઝીલાન્ડ, ફ્યુનન, લેલાન્ડ, ફોલસ્ટર અને બોર્ન્હોમ (બાલટીક શમુદ્રમાં). આઇસલાન્ડ અને ફેરો (આટલાંટીકમાં છે).

સ—આઇસલાન્ડ બેટનું મુખ્ય શેહેર કયું છે?

જ—રેકાવિક.

સ—આઇસલાન્ડ બેટમાં કયો જ્વાળામુખી પર્વત છે?

જ—હેક્લા.



## નોર્વે.

સ—નોર્વેની ચાર દિશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે ઊત્તરમાહાશાગર. પશ્ચિમે ઉત્તર માહાસાગર અને આટલાંટીક માહાશાગર. દક્ષિણે સ્કેગરાક. પુર્વે સ્વીડન.

સ—નોર્વેમાં કેટલા પ્રગણા છે?

જ—૬ પ્રગણા છે.

સ—નોર્વેનું મુખ્ય શેહેર કયું છે અને તે કયાં છે?

જ—ક્રિસ્ચિઆના (ક્રીસ્ચિઆનાના અખાત ઊપર છે).

સ—એ શીવાએ બીજાં કયા કયા શેહેરો છે?

જ—બર્ગન, ફ્રેડરીકશાલ (અહીઆ બારમો ચાર્લ્શ શન ૧૭૧૮માં મરી ગઓ), ડ્રોનથીમ (એ અસલની રાજધાની).

સ—નોર્વેમાં કયા કયા પર્વત છે?

જ—ડોફ્રફીલ્ડ (નોર્વેની પશ્ચિમે), કોલન (નોર્વે અને શ્વીડનની વચે).

સ—નોર્વેમાં મુખ્ય ભુશીરો કયા કયા છે અને તે કયાં છે?

જ—નેઝીઅ (દક્ષિણે છે) અને ઊત્તર ભુશીર (ઊત્તરે છે).

સ—નોર્વેમાં મુખ્ય નદી કઈ કઇ છે અને તે કોને મળેછે?

જ—ગ્લોમેન, ડ્રેમેન અને લુવેન (સ્કેગરરાકનેમળે છે), ટેના (ઊત્તર શમુદ્રને મળે છે).

સ—નોર્વેમાં કયા કયા બેટો છે અને તે કયાં છે?

જ—લોફોડન (પશ્ચિમ કીનારા ઊપર) અને માગરો.



**સ્વીડન,**

સ—સ્વિડનની ચાર દીશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે ઊત્તરમાહાશાગર, પશ્ચિમે નોર્વે અને કાટીગાટ. દક્ષિણે બાળટીક શમુદ્ર, પુર્વે બાળટીક શમુદ્ર, બોથનીઆનું અખાત અને રૂશિઆ.

સ—સ્વીડનમાં કેટલા પ્રગણા છે ?

જ—૩ પ્રગણા છે.

સ—સ્વિડનનું મુખ્ય શેહેર કયુ અને તે કઈ નદી ઊપર છે ?

જ—સ્ટાકહોમ (મીલર અને બાળટીક શમુદ્રના સંગમ ઊપર). અપસલ (વિદ્યાલય છે), ગોટંનબર્ગ (વેપારની જગો), કાર્લશક્રોના (અરમારની જગા છે), કેલમર, મેલમો વગેરે.

સ—સ્વિડનમાં મુખ્ય શરોવર કયા છે અને તે કયાં છે?

જ—વેનર, વેટર અને મીલર (દક્ષિણમાં).

સ—સ્વિડનમાં મુખ્ય નદી કઇ છે અને તે કોને મળે છે ?

જ—ગોથા (વેનર શરોવરમાંથી નીકળીને કાટીગાટને મળે છે), મોટાલા (વેટર શરોવરમાંથી નીકળીને બાળટીક સમુદ્રને મળે છે), લ્યુલી અને ટોર્ની (બોથનીઆના અખાતને).

સ—સ્વિડન અને નોર્વે એકઠા થઇને શું કેહેવાય છે અને એનો આકાર કોના જવો કેહેવાય છે ?

જ—સ્કાંડિનેવિઆ કેહેવાય છે અને એ દ્વીપકલ્પને આકારે છે.

સ—સ્વિડનમાં મુખ્ય બેટ કયા છે અને તે કયાં છે?

જ—ગોથલાન્ડ અને_ઓલાન્ડ (બાલ્ટીક શમુદ્રમાં છે).



## રૂશિઆ

સ—રૂશિઆની ચારે દિશાએ શું શું આવેલું છે ?

જ—ઉત્તરમાં ઉતર માહાશાગર. પશ્ચિમે સ્વિડન, બોથનીઆનું અખાત, બાલટીક સમુદ્ર, પ્રુશિઆ અને આસ્ટ્રિઆ. દક્ષિણે તુર્કસ્થાન, કાળો શમુદ્ર અને કોકેસસ પર્વત. પુર્વે કાસ્પિઅન શમુદ્ર, યુરલ નદી અને યુરલ પર્વત.

સ—રૂશિઆમાં કેટલા પ્રગણા છે ?

જ—પર પ્રગણા છે.

સ—રૂશિઆનું મુખ્ય શેહેર કયું અને તે કઈ નદી ઉપર છે ?

જ—સેંટપીટર્સબર્ગ, (નીવા નદી ઉપર છે).

સ—એ શીવાએ બીજાં શેહેરો કયા કયા છે અને કયાં છે ?

જ—વાર્સા (વીશચુળા નદી ઉપર પોલાન્ડની અશલ રાજધાની), આંર્કેંજલ (ડીર નદી ઉપર બંદર છે), મોસ્કો (મોસ્કો નદી ઉપર, એ શન ૧૮૧૨માં નેપોલીઅન બોનાપાર્ટે બાળીનાખીઉ હતું), કેઝાન (વોલ્ગા નદી ઉપર વેપારનું ઠેકાણું). સીબાસ્ટોપોલ (ક્રિમીઆના દ્વીપકલ્પમાં છે એને ફ્રેંચ સરકારે શન ૧૮૫૬માં બાળી નાંખ્યું ). રેગા અને ઓડેસા.

સ—રૂશિઆમાં મુખ્ય પર્વત ક્યા છે અને તે ક્યાં છે ?

જ—યુરેલીઅન, (યુરોપ અને એશીઆની વચે છે) વાલડાઈ ટેકરીઓ (સેંટપીટર્સબર્ગની પુર્વે તથા દક્ષિણે), કોકેસસ (કાળા

અને કાસ્પિઅન સમુદ્રની વચે).

સ—રશિઆમાં મુખ્ય અખાત કયા છે?

જ—બોથનીઆ, ફીન્લાન્ડ અને રીગા (પશ્ચિમ, બાલટીક શમુદ્રમાં).

સ—રશિઆમાં શમુદ્રધુનીઓ કઈ છે અને કોની વચે છે?

જ—પેરીકાપની શમુદ્રધુની, (ક્રીમીઆ અને રશીઆની વચે છે) એનીકિલની શમુદ્રધુની (આઝોફ અને કાળા શમુદ્રની વચે).

સ—રશિઆમાં શરોવર ક્યા કયા છે?

જ—લાડોગા, ઓનીગા, ઇલમેન અને પીપસ એ મુખ્ય છે.

સ—રશિઆમાં મુખ્ય નદીઓ કઇ છે અને તે કોને મળે છે?

જ—વોલગા અને યુરલ (કાસ્પીઅન શમુદ્રને મળે છે), ડોન (આઝોફના શમુદ્રને મળે છે), નીપર, બોગ અને નીસ્ટર, (કાળા શમુદ્રને મળે છે), વીસ્ચુલા (બાલ્ટીક શમુદ્રને મળે છે).

સ—રશિઆમાં મુખ્ય બેટ કયા છે અને તે ક્યાં છે?

જ—નોવાઝેંબ્લા, સ્પીટસબર્ગન અને ઊવેગાટસ (ઊત્તર માહાશાગરમાં), ઓલાન્ડ, ડેગો અને ઓસેલ (બાલ્ટીક શમુદ્રમાં).

---

## પ્રુશિઆ.

સ—પ્રુશિઆની ચારે દિશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે બાલ્ટીક શમુદ્ર અને ડેનમાર્ક. પશ્ચિમે હોલાન્ડ અને બેલજીઅમ. દક્ષિણે બવેરીઆ અને આસ્ત્રિઆ. પુર્વે પો-

લાન્ડ અને રૂશિઆ.

સ—પ્રુશિઆમાં કેટલા પ્રગણા છે!

જ—૮ પ્રગણા છે

સ—પ્રુશિઆનું મુખ્ય શેહેર કયું અને તે કઈ નદી ઊપર છે!

જ—બરલીન (સ્પ્રી નદી ઊપર છે).

સ—પ્રુશિઆમાં બીજા કયા શેહેર છે અને તે કઇ નદીપરછે!

જ—ડાન્ટઝીક (વિશચુલા નદી), માંગડીબર્ગ (એલ્બ નદી),સ્ટ્રાલસંડ (મોટું બંદર), હાલ (સાલ નદી). કોલન (હાઈનિ-નદી).

સ—પ્રુશિઆમાં મુખ્ય અખાતો કયા છે?

જ—ગ્રોન્સહાફ (ઓડર-નદીના મુખ આગળ).

સ—પ્રુશિઆમાં મુખ્ય નદી કઇ કઇ છે અને તે કોને મળે છે!

જ—નીમેન, વિસચુલા અને ઓડર (બાલ્ટીક શમુદ્રને) એલ્બ અને રાઈન (જર્મન શમુદ્રને મળે છે).

સ—પ્રુશિઆમાં મુખ્ય બેટ કયા કયા છે અને તે કયાં છે!

જ—રૂગન, એલસિન, યુઝડમ અને ઉવોલીન (બાલ્ટીક શમુદ્રમાં).



આસ્ત્રિઆ.

સ—આસ્ત્રિઆની ચારે દીશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરમાં પ્રુશિઆ અને રૂશિઆ. પશ્ચિમે સ્વિતઝાર્લન્ડ અને ઇટાલી. દક્ષિણે ઇટાળી, આદ્રીઆટીક શમુદ્ર અને તુર્ક-

સ્તાન. પુર્વે તુર્કસ્તાન અને રૂશિઆ.

સ—આસ્ત્રિઆમાં કેટલા પ્રગણા છે?

જ—૧૪ પ્રગણા છે.

સ—આસ્ત્રિઆનું મુખ્ય શેહેર કયું અને તે કઈ નદી ઊપર છે?

જ—વિએના (ડાન્યુબ નદી ઊપર છે).

સ—એસીવાએ બીજાં કયા કયા શેહેર છે અને તે કઈ નદીપર છે?

જ—ડોંગીકઝીન (વેપારની જગા), ઈન્સપ્રક (વીદ્યાલય છે) ટ્રિએસ્ટ (બંદર) પ્રેસબર્ગ અને બ્યુડાવગેરે શેહેરો છે.

સ—આસ્ત્રિઆમાં મુખ્ય પર્વત કયા કયા છે?

જ—કારપેથિઅન અને આલપ્સ.

સ—આસ્ત્રિઆમાં મુખ્ય શરોવર કયા કયા છે?

જ—બોલાટો, ન્યુસીડલરસી, (હંગારી પ્રાંતની પશ્ચિમેછે).

સ—આસ્ત્રિઆમાં મુખ્ય નદી કઈ છે અને તે કોને મળેછે?

જ—ડાન્યુબ (કાળા શમુદ્રને મળે છે), નીથ, ઇન, શેવ, વગેરે.

---

## સ્વિતઝર્લાંડ.

સ—સ્વીતઝર્લાંડની ચારે દિશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરે જર્મની. પશ્ચિમે ફ્રાન્સ. દક્ષિણે ફ્રાન્સ અને ઇટાલી. પુર્વે આસ્ત્રિઆ.

સ—સ્વીતઝર્લાંડમાં કેટલા પ્રગણા છે?

જ—૨૨ પ્રગાણા છે.

સ—સ્વીતઝર્લાંડનુ મુખ્ય શેહેર કયું અને તે કઇ નદી ઉપર છે?

જ—જીનીવા (જીનીવા સરોવર ઊપર છે).

સ—એ શિવાએ બીજાં શેહેરો કયા છે અને તે કઈ નદીપર?

જ—ફ્રીબર્ગ (સેન નદી), ન્યુશાટલ (જીનીવા સરોવરની પશ્ચિમે), બર્ન (આર નદી ઊપર), બાસ (હાઇન નદીઊપર).

સ—સ્વિતઝર્લાંડમાં મુખ્ય પર્વત કયો છે?

જ—આલ્પસ (એનું સીખર માંઅલાં ૧૫૦૦૦ ફુટ ઉચ્ચુ છે).

સ—સ્વીતઝરલાંડમાં મુખ્ય સરોવર કયા છે?

જ—જીનીવા, ન્યુશાટેલ, લુસાર્ણ, ઝુરીક અને કાનસ્ટાન્સ.

સ—સ્વિઝર્લાંડમાં મુખ્ય નદી કઇ છે?

જ—રોન, રાઇન, અને આર.



## ઈટાલી

સ—ઇટાળીની ચારે દીશાએ શું શું આવેલું છે?

જ—ઊત્તરમાં સ્વિતઝરલાંડ અને આસ્ત્રિયા. પિશ્ચમમાં ફ્રાન્સ અને ભુમધ્ય સમુદ્ર. દક્ષિણમાં ભુમધ્ય સમુદ્ર. પૂર્વમાં આડ્રીઆ-ટીક સમુદ્ર.

સ—ઇટાલીના સાત રાજ્યના નામ દો?

જ—૧. સાર્ડીનીઆનું, ૨. આસ્ત્રિયા દેશના તાબાનો મુળક, ૩. પારમાનુ રાજ્ય, ૪. મોડેનાનું રાજ્ય, ૫. ટસ્કનીનું ૬. પોપનું

૧૭. નેપલ્સ તથા સિસિલીનું રાજ્ય.

સ—ઇટાલીનું મુખ્ય શેહેર કયું અને તે કઇ નદી ઉપર છે ?

જ—રોમ (ટાઇબર નદી ઉપર છે).

સ—ઇટાળીમાં એ શિવાય બીજાં કયા શેહેર અને તે કઇ નદીપર ?

જ—ટયુરિન (પો નદી), જીનોઆ (પ્રજાસત્તાક રાજ્યની રાજધાની), મિલાન, પાર્મા, વેનિસ (મોટું બંદર), પાડુઆ (વિદ્યાલયછે), ફલોરેન્સ (આરનો નદી ઉપર), લેગહાર્ન (વેપારનું ઠેકાણું), નેપલ્સ, પાલર્મો, અને મેસીના વગેરે..

સ—ઇટાળીમાં મુખ્ય પર્વત કયા કયા છે અને તે કયાં છે ?

જ—આલપ્સ (ઉત્તર દિશાએ) વિસુવિઅસ, આપિનેન્સ (ઇટાળી-ઈટાળીની દક્ષિણોત્તર પડેલા છે) અને એટના (સિસિલીમાં જવાળામુખી પર્વત છે).

સ—ઇટાળીમાં મુખ્ય કયું ભુશીર છે ?

જ—સ્પાર્ટિવેન્ટો (ઇટાલીની દક્ષિણે છે).

સ—ઇટાલીમાં મુખ્ય અખાતો કયા છે ?

જ—જીનોઆનું, ટારન્ટોનું અને વેનિસનું અખાત.

સ—ઇટાળીમાં મુખ્ય સામુદ્રધુની કઇ છે અને કયા છે ?

જ—મેસીના (ઇટાલી અને સિસિલીની વચ્ચે છે).

બોનીફેસીઓ (કોર્સિકા અને સાર્ડીનિઆની વચ્ચે).

સ—ઇટાલીમાં મુખ્ય સરોવર કયા છે?

જ—બાજીઓરી, હ્યુગાનો, ફોબો, ગાર્ડો વગેરે.

સ—ઇટાળીમાં મુખ્ય નદી કઇ છે અને કોને મળે છે?

જ—ટાઇબર અને આરનો (એ મુમધ્યસમુદ્રને મળેછે), પો (વેની-સના અખાતને મળે છે).

સ—ઇટાળીમાં મુખ્ય બેટ કયા કયાછે અને તે કયા છે?

જ—શાર્ડિનીઆ, સિસિલી, માલટા, એલ્બા ને ગોઝો (મુમધ્યમાં).



## તુર્કસ્થાન.

સ—તુર્કસ્તાનની ચારે દીશાએ શું શું આવેલું છે?

જ—ઉત્તરે રૂશિઆ અને આસ્ત્રિઆ; પશ્ચિમે આડ્રિઆટિક સમુદ્ર; દક્ષિણે ગ્રીસ, આર્કિપેલગો, ડાર્ડનલ્સની સામુદ્રધુની અને માર્મોરા; પુર્વે કોન્સ્ટાન્ટિનોપલની સામુદ્રધુની, રૂશિઆ અને કાળો સમુદ્ર.

સ—તુર્કસ્થાનમાં કેટલા પ્રગણા છે?

જ—૭ સાત છે.

સ—એ દેશની રાજધાની કઇ અને તે કયાં આવેલી છે?

જ—કોનસ્ટાન્ટિનોપલ (બાસફરસની સામુદ્રધુનીપર).

સ—એ શિવાએ બીજા સેહેર કયા છે અને તે કયાં છે?

જ—આડ્રિઆનોપલ (મેરિટઝા નદીપર), બેલગ્રેહાડ (ડાન્યુબ અને સેવના સંગમ પર કિલ્લો).

સ—એ દેશમાં મુખ્ય પર્વત કયા છે?

જ—બાલ્કન (હીમસ) અને ઓલીમપસ.

સ—એ દેશમાં મુખ્ય અખાત કયા છે?

જ—સાલાનીકા અને હેસેનકા.

સ—એ દેશમાં મુખ્ય બેટો કયા કયા છે?

જ—કાન્ડિઆ (ભુમધ્ય સમુદ્રમાં), લેમનોસ (આર્કિપેલાગોની ઉત્તરમાં).

સ—મુખ્ય સામુદ્રધુની કઈ કઈ છે?

જ—ડાર્ડનલ્સ (માર્મોરા અને આર્કિપેલાગોની વચ્ચે). બાસફરસ (માર્નોરા અને કાળા સમુદ્રની વચ્ચે).

—મુખ્ય નદીઓ કઈ કઈ છે અને તે કોને મળે છે?

—ડાન્યુબ (કાળા સમુદ્રને મળે છે). સેલમબ્રિઆ (સાલાનીકાના અખાતને મળે છે). મેરિટઝા (આર્કિપલગોને મળે છે).

---

## ગ્રીસ.

-એ દેશની ચારે દીશાએ શું શું આવેલું છે?

ઉત્તરે તુર્કસ્તાન; પશ્ચિમે અને દક્ષિણે ભુમધ્ય સમુદ્ર; પૂર્વે આર્કિપેલગો.

પે દેશના કેટલા ભાગ છે ને કયા કયા?

ઉત્તર ગ્રીસ; ૨ મોરિઆ; ૩ ગ્રીસના બેટો.

મુખ્ય સેહેર કયું અને તે ક્યાં આવેલું છે?

જ—એથન્સ (ઇજીનાના અખાત ઉપર).

સ—એ શિવાએ બીજાં કયા શહેરો છે અને તે ક્યાં છે?

જ—માગ્નાસીંગી (પશ્ચિમે). કોરિંથ (કોરિંથની સંયોગીભુમીપર).
નાપલીઆ (નાપલીઆના અખાતપર).

સ—એ દેશમાં મુખ્ય અખાત કયા કયા છે અને તે ક્યાં છે?

જ—લીપાંતોનું અખાત (મોરીઆની ઉત્તરે), ઇજીનાનું અખાત.

સ—એ દેશમાં મુખ્ય ભુશિર કયા કયા છે?

જ—માટાપાન (મોરીઆની દક્ષિણે), અને કોલના.

સ—એ દેશમાં મુખ્ય બેટ કયા કયા છે?

જ—નિગ્રોપોન્ટ અને સાઇક્લેડીસ.

સ—એ દેશમાં મુખ્ય સંયોગીભુમી કઇ અને તે ક્યાં છે?

જ—કોરિંથની સંયોગીભુમી (ગ્રીસ અને મોરીઆની વચ્ચે).

સ—એ દેશમાં મુખ્ય દ્વીપકલ્પ કયો છે?

જ—મોરીઆનો દ્વીપકલ્પ.

